૫૫૮૧

# મોક્ષપ્રકાશ.

આ પુસ્તકની કીમત અમુલ્ય એટલે જ્ઞાન કેટલું છે તેનું માપ કહાડી શકાતું નથી કે તે પેસા ખરચે મળે એમ નથી જો એમ હોય તો હજારો માણસ જાત્રા, પુન્ય, વ્રત વગેરે કરે છે પણ જ્ઞાન થતું નથી માટે આ પુસ્તક વાંચનારાના અભીલાસી પુરૂષે કર્તા (જોઇતારામને) મળી રૂબરૂ લેવું અગર ડાકોરમાં પુનમ ઉપર ગોર અંબાલાલ અમરામને ત્યાં ઠે. નાટક કંપનીવાળામાં ભાગીદાર છે. ગોપાળપરામાં તેમને ઘેર જોઇતારામને મળવું. આ પુસ્તક લેશે તેનું નામ હવેના પુસ્તકમાં દાખલ થશે શાથી જે પ્રભુની ભકિતનું પુસ્તક પ્રભુ મળવા સંબંધીનું લઇ જશે તો દરેક પુરૂષો ભેંટ તરીકે પ્રભુને અર્પણ કરશે. તો તે પૈસા એક દેવસ્થાન પ્રભુને માટે બંધાવી ભજનશાળા કરવાના કામમાં વરશે ને સંત-સાધુને જમાડવાના કામમાં વરશે, માટે આપ સાહેબોની ઇચ્છા હોય તો આપ સાહેબને વટે તે ભેટ પોતાના નામ પ્રમાણે ખુશી લંઇ જશો ને જેનું ખાવાનું ગુજરાન પુરૂં થતું નથી તેવા મફત લઇ જશે તોપણ ના નથી. આપ સાહેબો મારો દોષ ના કહાડો માટે લખું છું કે જેમ કોઇ માણસની ઉપજ રૂ. ૧૫૦૦)ની બાર માસે છે તેના પ્રમાણમાં તેમની ભેઠ રૂ. ૭૫) આવે તેના બદલામાં ફકત

રૂ.૦—૧—૦ ભેટ આપે તો અમે તો એટલી કિંમતથી લખીએ ને પછી કહેશો કે અપમાન કર્યું માટે આપનું માન દુનીઆમાં રહે તેવી ઘટતી ભેટ આપજો. આપ સાહેબને આ ઠાકોરજીની સેવાનો લાભ જાય નહિ માટે સુચવ્યું છે. પછીથી કહેશો કે દેશી ભાઇ થઇ અમને લાભ ના આપ્યો તે અમને દોષ દેશો માટેજ ખબર આપી છે પછીથી સાહેબોની મરજી. પરાણે પુન્ય થતું નથી. ફુલ નહિ તો ફુલની પાંખડી ભેટ કરશો એજ વિનંતી.



## ગુરૂ શિષ્ય સંવાદ.

શિષ્ય—ગુરૂજી આ પુસ્તકનું નામ મોક્ષપ્રકાશ રાખ્યું છે એટલે શું? અને મોક્ષ કેટલા છે, ને પ્રભુની ભકિત શી રીતે કરવી, તે કૃપા કરી કહો.

ગુરૂ—મોક્ષ ચાર છે. સાલોકય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય, પણ પ્રભુના ભકત તો જીવનમુકત છે માટે તેઓ મોક્ષ ઇચ્છતાજ નથી. શાથી જે તેઓ ઇશ્વરની સાથે એકતાર ઇશ્વરસ્વરૂપમાં લીન છે. તેથી તેઓ જીવનમુકત સાયુજય મોક્ષમાં છે પ્રેમલક્ષણા ભકિત શી રીતે કરવી ને પહેલાંના ભકતોએ શી રીતે કરી હતી અને સંતની સેવા શી રીતે કરતા અને પરમેશ્વરની સેવા શી રીતે કરતા, તે વિષે પ્રથમ પદો ચેલું છે તે આ જગ્યાએ કહીએ છીએ તે સાંભળવું.

## પદ ૧ લું

(રાહ) નાથ કૈસો ગજકો બંધ છુડાયો.

પ્રભુજી તો પ્રેમથકી વશ થાયે, (૨)
જેના ગુણરે બ્રહ્માદિક ગાયે. પ્રભુ. ૧
જોગી જેનું ધ્યાન ધરે છે, (૨)
ધરી ધરી નીત્યે ધાયે. પ્રભુ. ૨
જ્ઞાની જેનું જ્ઞાન કથે છે, (૨)
કથી કથી કૃષ્ણજી ગાયે. પ્રભુ. ૩
નામદેવજી નેહ ધરીને, (૨)
પ્રભુજીને પય પાયે. પ્રભુ. ૪
સવરી બાઈની શેવા એવી, (૨)
રામજી બોર ધરાયે. પ્રભુ. ૫
કરમાબાઈની ભક્તિ એવી, (૨)
કેશવ ખીચડી ખાયે. પ્રભુ. ૬
ભાજી માટે ભુદર ધસીયા (૨)
વીદુરજી ઘેર જાયે. પ્રભુ. ૭
વીદુરપત્ની પ્રેમમાં પુરી (૨)
પાતળીઓ છોતરાં ખાયે. પ્રભુ. ૮
મીરાંબાઈનાં વીખ આરોગ્યાં, (૨)
એવા છો રઘુરાયે. પ્રભુ. ૯
સુદામાનું સંકટ ભાંગ્યું (૨)
તાંદુલ ખાઈ ધરાયે. પ્રભુ. ૧૦

નરસીંહ ભકત હરીનો એવો, (૨)
આનંબાઇ થઇ હરી જાયે. પ્રભુ. ૧૧
દ્રુપદીને ધીરજ આપી, (૨)
દ્વારકાંથી હરી ધાયે. પ્રભુ. ૧૨
બોડાણાનું ધડપણ જાણી, (૨)
હોડી ડાકોરમાં આયે. પ્રભુ. ૧૩
જોઇતારામ કહે જાચું એવું (૨)
કેશવ કરજો સહાયે. પ્રભુ. ૧૪

પ્રથમના ભકતોનો જેવો પ્રેમ હતો તેવો હાલનાનો નથી. શાથી કે ઉપરના પદમાં કહ્યા પ્રમાણે જેમ કરમાબાઇની ખીચડી ખાધી તેવી રીતે હાલના ભકતનું જમતા નથી તેપરથી તે સાફ માલુમ પડે છે કે તેમનો પ્રેમ તેવો નથી. વળી જે પ્રસાદ વહેંચવાની રીત જાણતા નથી તો શેવા શું જાણે તેનું એક પદ રચ્યું છે તે નીચે વાંચો.

## પદ ૨ જું.

મુગટને માહી કાના તારા મુગટને માહી. એ રાગ.
પ્રસાદ તો આપો ભગતજી પ્રસાદ તો આપો, ટેક.
પ્રસાદ માટે બ્રહ્મા મોટા, માગેછે આપો. ભગ. ૧
શીવ સનકાદીક એવા રસીયા, સંકટ તો કાપો. ભગ. ૨
શાને માટે સૌ લઇ જાઓ, સૌનાએ બાપો. ભગ. ૩
દામોદરને દેખાડીને ઘરમાં જઇ થાપો. ભગ. ૪

ભગત કેરી નીસાસો લઈને, પુત્રને આપો. ભગ. ૫
આવે દીવાળી સીરો ધરાવો, જાણીને દાપો. ભગ. ૬
પુરીયો કરીને પાસ્ટા આગ્રો, માંગે ના આપો. ભગ. ૭
પોતે ખાય પરને ના આપે, સમજે છે બાપો. ભગ. ૮
પ્રસાદ પાછો લઈ જાયો તો સરખેથી આપો. ભગ. ૯
જોઈતારામ કહે હોંસ ધરીને, સહુને તો આપો. ભગ. ૧૦

જુઓ કે બાપના આગળ આવેલી વસ્તુમાં છોકરાંનો સરખો ભાગ હોય છે ને રણછોડજીના નિમીતનો શીરો કે મગસ તે ઘેર લઈ જવાથી એમને પહોંચતો નથી. મહોડું બાંધી ઘેર જાય. પરમેશ્વર હવે કેમ પમાય. વળી પહેલાં તો રસીક મોરારી રાજાએ સંતના સોટા ખાધા ને વળી કહેતા કે હજુ મારો. ને હરીશ્ચંદ્ર રાજા વેચાયા અને સકાળશાએ પુત્ર સંતને માટે માર્યો વગેરે અનેક સંકટ વેઠી ભકિત કરતા. હાલ તો લાખ રૂપીઆની આશામી હોય ને સાધુ એટલે પરમેશ્વરનો બાનાધારી તેની જાત જોવી ઘટીત નથી. તે કહેશે કે મહારાજ ભુખ્યો છું તો કહેશો કે જાઓ મહારાજ વાડીમાં આરીયાં વેચવા કે મજુરીએ જાઓ એમ કરી ધમકાવી તમો ગુણરૂપી ફુલ ચડાવી કઠોર શબ્દે પુજી વદાય કરે. જેમ પહેલાના ભક્ત તો નવડાવી ચરણામૃત બાનાધારી ભકતનું લઇ જમાડી વળાવી શ્રદ્ધાનુસાર વીદાયગીરી આપી વીદાય કરતા. શાથી જે પરમેશ્વરનું બાનું સાચું

છે ને તમે ગ્રંથમાં હરી જોયા હતા તો સ્થંભમાંથી પ્રભુ પ્રગટયા હતા ને હાલ તો મારા કરતાં ફલાણા ભકત વધારે હોશીઆર છે તથા મારા જેવો કોઇ નથી એવું દેહાભિમાન લાવી ભકિત કરે છે. ને ભાકત તો દાસપણાની છે શાથી જે સરકારી અમલદારની સેવા કરી લોક ઉઠાવે છે તથા કેવા દીનપણેથી વરતે છે તેથી સોગણી દીનતાથી ચહાય તેવો પ્રભુનો બાનાધારી હોય તો અમલદારની સેવા ઉઠાવી દાસ થઇને રહેવું. હાલ તો લખેસરી હોય તે વાયદાનું બગડેલું શાક એક કોઇ ના સ ત પોત લાવે તો પછી સંતની શેવાની વાત શી કેહેવી. પુત્રને સોનાનાં કલ્લાં ને ઠાકોરજીને ચનોખડીયોના હાર પહેરાવે. પણ પહેલાંના ભકત એ તો લાખો રૂપિઆ ખરચી સેવા કરી છે. ને પ્રેમલક્ષણામાં દેહનું ભાન ભુલી ભકિત કરી છે ને હાલ તો માળા કરતાં મંકોડી કરડે તો માળા વેગળી ફેંકી લુગડાં તપાસે તો પછી દેહનું ભાન ભુલાવાની વાત તો શી. પહેલાં તો નરસી મેહેતા આદી પુરૂષોએ સંતની સેવામાં પોતાની કને જે હોય તે વાપરી સંતને જમાડતા ને કાલે શું ખાશું તે ફીકર રાખતા નહિ ને હાલના ભકત તો કરોડો રૂપિઆની ગાદીયો બથાવીને બેઠેલા છે. જુઓ કે રઇયતને રાજાનો કર ભરવો પડે ને ભકતોને ગુરૂનો કર ભરવો પડે કર લે પણ કલ્યાણ કરે કે નહિ તેની તો વાત

જે થી. વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો. દરેક માણસને ગુરૂ હશે, પણ જ્ઞાન કેમ નથી. જુઓ કે જુઠું બોલવું, પાપ કરવું એ સિવાય ગુજરાન નભશે કે નહિ તે ફિકરથી કેટલા એમ આચરે છે પણ ધારો કે પહેલાં સત્યયુગમાં જુઠું નહોતા બોલતા તેનો વહેવાર કેમ નભતો. ગુરૂનો ધર્મ છે કે જુઠું બોલવું છોડાવે. કરોડની ગાદી બથાવાનો ધર્મ નથી. જો ગુરૂ છોડાવતા હોય તો બધાને ગુરૂ છે તેથી બધેથી જુઠ નાશી જશે, ને લોકો કેવા મુરખના સરદાર છે કે જે ગુરૂની ગાદીએ વધારે રૂપિયા હોય તેને મોટા ગુરૂ કહે છે કે ફલાણા ગુરૂની ગાદી તો ઓછી ઉપજની છે ને મારા ગુરૂની ગાદી વધારે ઉપજની છે ને તે ગુરૂ ધર્માદા કરે છે કે નહિ તેમ તપાસ કરીએ તો ધર્મશાળા, સદાવ્રત વગેરે જે પુન્ય છે તે ગ્રહસ્થ બીજા વૈષ્ણવ કરે પણ ગુરૂ થયા એટલે વાત શી કેહેવી. કહો કે શીષ્ય પાપ કરે તેનો દસમો ભાગ ગુરૂને જાય તો હજારો ને લાખો જેને શિષ્ય છે ને જુઠું બોલી પાપ તો ડગલે ડગલે કરે છે તે ગુરૂની શી દશા થશે તે કહેતાં મનને બહુ ખેદ ઉત્પન્ન થાય છે તમે કહેશો કે તમારે શી પડી છે તે કહો છો તેની દશા તે ભોગવશે. ગાયનાં શીંગડાં ગાયને ભારે. પણ અમારો બ્રાહ્મણનો ધર્મ છે કે કહેવું પછી બરતવું એ આપ સાહેબોની ખુશી ઉપર વાત છે. હવે

તુલસીદાસ સંતની સેવાનો ટેક રાખી રહ્યા. વગેરે દીનતાથી સેવા કરી નાચી નરસીંહ મહેતા ભકિત કરતા તો હાલના ગુરૂને પુછજો કે મહારાજ કેટલું નાચો છો. કેવી રીતે પ્રેમનાં આંસુ પડે છે તેની વાત પુછી ખાત્રી થએ, વળતી ગુરૂ કરજો. એક પઇનું શાક લેતાં ત્રણ દુકાને ભાવ પુછો છો તો ગુરૂ કરતાં કેમ તપાસ ના કરવો. નરસીં મહેતા આદી મીરાંબાઇ વગેરેએ પ્રભુ પ્રગટ દેખાડ્યા છે તો તમે ગુરૂને કહેજો કે દેખાડે. અમને પુછતા હો તો હાલ પ્રમલક્ષણા ભકિતની રીત થી ઉલટા ચાલનાર ભકત વિષે કહ્યું હવે તેવા સઘળા નથી તે રીતથી ચાલનાર ભકતને સોધેલા છે તેમનું નામ, ઠામ ને ગામ સુદ્ધાં બતાવી કહીશું. પ્રથમ તો વણસોલ-ચલાલી ગામ છે તેમાં વણસોલમાં બેચરભાઇ છે તે સંતની સેવા ઉઠાવે છે. પહેલાંના ભકતની રીતથી ભકિત કરે છે. તથા પ્રેમી છે શાથી જેમને પદ લખાવતાં પ્રેમનાં આંસુ આવેલાં મેં નજરે જોયાં છે તથા મેં એમને શ્રાપ દેઇશ એવાં વચનરૂપી સોટા માર્યો હતો તે ખમીને જવાબ આપ્યો કે આઠ દીવસ જમીને શ્રાપ દઇ જજો એમની બહાદુરીનું પદ રચેલું છે તે આ કેઃ—

પદ ૩.

નોકરી કઠણ સિંધવાકીરે નોકરી. (૨) એ રાગ

ભકત એક બેચરભાઈ જોયારે, (૨)

મનમાં સંશય ભમતા હુંતા જોયાથી આયા. ૧
ભક્તિથી પુરા છે ભાઈરે (૨)
સંતની સેવા સારી કરે સુરગણે ધાઈ. ૨
રસીક મારારી રાજાની રીતરે, (૨)
તવી રીતે ભક્તી કરે સંતોપર પ્રિત. ૩
સામગ્રી ખઈરે જો તમેરે, (૨)
ત્યારે પછી તો આપ દેજો વેઠીશું એમ. ૪
ટેક જોઈ ખુશી બહુ થાતોરે, (૨)
જેઠીતારામ કહે એવા જોઈને હીંડુંડું માતો. ૫

શિષ્ય. એમ કહેછે કે મહારાજ હું નાટક કંપનીમાં છું માટે તે રાહ મુને પ્રસન્ન છે તો તેવું પદ મને કહો તો હું નાટકમાં ગાઈ એ પ્રકારે ભક્તીને ફેલાવું એજ વીનંતીછે.

પદ ૪.

ચેન ના પડે દર્શ પીયુ વીનારે, દીન રાત રટુ હું નાથ, ના આવ્યા પ્રભાત, મળતા કાંત, રહે ના સુખની સીમારે. (એ રાગ)

રામ ના ભજે મુરખ જનોરે, પ્રાણ આધાર, સુખ દેનાર, કીરતાર, નીરાકાર, રહે તે આનંદ વનોરે. રામ૦ ૧

ભજ પ્રિત કરી કહીએ તુનેરે, પ્રાણી આ વાર, વાર વાર, છે બહુ સાર, એક તાર, પુછે શું મુનેરે. રામ૦ ૨

તજ ક્રોધ પ્રપંચ પ્રાણીઆ તું આજરે, ભજ ભાવ, આવ્યો દાવ, હેતે સાવ, અમ્રિત ખાવ, સુધરે તારૂં કાજરે. રામ૦ ૩

માટે તું લાગ્ય વીચાર એવોરે; થાએ કામ, ભજ રામ, ન બેસે દામ, જોઈતારામ, થાયસંત સાધુ જેવોરે. રામ૦૪

શીશ્ય કે ગુરૂજી ઓછવના રાગનું પદ કહો.

અમારા રૂહેલ ગામમાં અમે ઓછવ કરીએ છીએ તે માટે આપને વીનંતી કરી કહીએ છીએ કે પદ કહેશો એવી શેવકને આશા છે પછી મોજ.

ગુરૂ—સાંભળજો.

પદ ૫.

નાનું તે સરખું ગોકળીયું મારે વાલે વેકુંઠીયું કીધુંરે લાલ.
એ રાગ.

રૂહેલ ગામ તો રૂડું દીસે, હરખ ધરીને જોયુંરે લાલ;
નરસિહજીનાં દરશન કરતાં, સેજે પ્રાયશ્ચિત ખોયુંરે. રૂહેલ૦ ૧
રવીદાસજી પ્રથમ થયાતા, તેની તે ગાદી કહીએરે લાલ;
જયરામદાસજી શેવા કરેછે, દરશંન કરવા જઈએરે લાલ. રૂ૦ ૨
રણછોડજી તો આહી આવ્યાછે, મુકામ સારો કીધોરે લાલ;
ત્રિભોવન છે નામજ જેનું, હરખે તે લા'વો લીધોરે લાલ. રૂ. ૩
ભકતજનનાં દરશન કરવા, પ્રિત કરીને જઈએરે લાલ;
જોઈતારામ કહે હું પણ આવ્યો, ઉમરેઠગામમાં રહીએરે લાલ.

જુઓ કે કોઈ જાત્રા તીરથની કરે, પણ મેં ધારયું કે ભકતના ચરણમાં અડસઠ તીરથ છે એવું સંત તથા શાસ્ત્ર કહેછે માટે ભકતનાં દરશન કરી ભકતને ગામ રહેવું, સમાગમ કરવો અને તે પેહેલા કરતાં ઉત્તમ છે એમ માની એવી રીતથી વરતતાં ઘણા સંત મળ્યા હતા તેવી

વધારે વાત આ પુસ્તક લાંબુ થાય માટે નથી દરશાવી. હવેના પુસ્તકમાં ઇશ્વર ઇચ્છા હશે તો દરશાવીશું એટલામાં શીશ્ય બોલી ઉઠયો કે મહારાજ રણછોડજી જાગે તેવું પ્રભાતીયું કહો શાથી જે આજ મોડું થયુંછે.

ગુરૂ કહેછે સાંભળ પ્રભાતીયું—

પદ ૬.

મુજ અબળામાં મીરાં મોટી, સાંમળો ઘરેણું સાચું રે. એ રાગ.

ઉઠોને અલબેલા હરજી, હરખ ધરીને કહીએરે;
મોહનજી શું સોડા ઉઠો, જઇ જસોદાને કહીએરે. ઉ° ૧
ભોર ભયોહે હજુ ના જાગે, શામળીયો ગીરધરારીરે;
મોર મુગટને કાને કુંડળ, મોરલીની બલીહારીરે. ઉ° ૨
છબીલાની છબી જોવાને, શીવસનકાદીક આવેરે;
બ્રહ્માદીક ઓર ઇન્દ્રાદીક, શેષ સરખા ગુણ ગાવેરે. ઉ° ૩
તેત્રીસ કોટી દેવતા આવ્યા, ઉભા છે મુખ જોવારે;
અનંત જન્મનાં દુકરીત મટે, દરશન કરી દુખ ખોવારે. ઉ° ૪
પાતળીયો તો પ્રિતે જાગે, જોઇતો લાડ લડાવેરે;
પ્રેમીજનોને વાલો લાગે, જ્ઞાનીને ઝાઝો ભાવેરે. ઉ° ૫

શીશ્ય મહારાજ ફરતાં ગાવાનું હોય તેવું કહો શાથી જે વણસોલ, ચલાસી, કાહોર એ અમારી તરફ તોફ રતાં ગાયછે.

ગુરૂ કહેછે સાંભળ.

પદ ૭.

આવોને આપણ ખેલીયેરે સખી માયાનો ખેલ;
માયાનો ખેલરે માયાનો ખેલ, આવોને આપણ ખેલીએ રે સખી માયાનો ખેલ.

દ્વૈત તે ભાવનો દીપક બળેછે, ત્રિગુણનું છે એગારૂં તેલ.
આવો૦ ૧ (૨)
મન તેરૂપી માંડવી મુકી, અજ્ઞાની પાછળ વેલ. આ૦ ૨
ઘણા તે જીવો પાછળ ફરેછે, જેવી તરીત ઘાણીનો બેલ.
આવો૦ ૩ (૨)
જોઇતારામ કહે જોજો વીચારી, સમજે તેને પડેછેસેહેલ;
આવો૦ ૪ (૨)

શીશ્ય કહેછે કે રણછોડજીની પુનમ ઉપર ભજન થાય છે તેનું પદ કહો.

ગુરૂ—સાંભળ.

પદ ૮.

રાગ કાફી.

સરસ્તી વસો જીભેરે, વહેવાર વાતે લીડવું છે;
ખાંતીલ નાવું ખાવ્યુંરે, તાતની હડીએ ચડવુંછે.
ધન ડાકોરરે જાવું બળીહારી, જેના રાજારે રણછોડ ગીરધારી.
પુનમની શોભા શીરે વખાણું, મુખે કહી નવ જાય;
હરીને મુસ્તક મુગટ કાને કુંડળ, કેવો શોભેછે રઘુરાય.
ભાવથકી ભજોરે અતી સુખકારી. ધન૦ ૧
હરીજનો સરવે આવે, ઇચ્છા તે પુરી થાય;
વાલ હરીપર લાગીરે, નચાવે પોતે પાય.
રણછોડ રણછોડ કહેછેરે, એ સુખ લાભકારી ધન૦૨
પ્રેમી તે જનો સરવે આવે, મગસ બરફી ધરાય;
ભાવ કરીને પ્રસાદ વેચે, પછી લુટમલુટા થાય.
દરશન કરવા જાયેરે નરનારી. ધ૦ ૩

પુનમ જે કોઇ દરશન આવે, તેનું ભાગ્ય કહ્યું નવ જાય;
હરીજનને એતો વાલું લાગેછે, પેલા મુરખ ના મનાય.
જોઇતારામ કુહેછેરે અતી ઉપકારી. ધન૦ ૪

વીચારો જે એક દેવસ્થાનમાં ભગવાનની મુરતી છે, ત્યાં દરશન કરવા ઘણા લોક જાયછે, ને ત્યાં મોડું જવાથી બંધ થાય ત્યારે દરશનનો નીયમ તુટે છે. માટે દરેકે પોતાની જોડે મુરતી કે છબી રાખવી કે જેથી નીયમ તુટે નહી અને પરમેશ્વર મેળવવા હોય તેણે તો જરૂર મુર્તિ રાખવી ને તેમની સેવા પ્રેમથી ગદ ગદ કંઠ થઇને કરવી તથા પ્રેમથી નીર્લજ થઇ નાચવું તથા ઊંચે સ્વરે ગાન કરવું એમ કરવાથી પુર્ણ ભકતી થયે પ્રભુ મળશે. ને હાલના લોકો જેમ મંદીરમા દોડમ દોડા કરે ને ઘેર ઠાકર હોય તેના ઉપર પ્રિતી રાખે નહિ. એ મુરખાઇ જેવું છે. પેહેલાં નામદેવનું દુધ પીધું. નરસૈમતાને હાર આપ્યો. કરમાબાઇની ખીચડી ખાધી તે પોતાના ઠાકોરજીએ. માટે દોડમદોડા કરવા કરતાં ઘરના ઠાકોરજીનાં દર્શન કરવાં ઠીક છે. વખતે બીજા મંદીરમાં ન થાય તો શોક કરવો નહિ. કેટલાંક માણસો એક મંદીરમાં દરશન થાય અગર ઘેર થાય તોપણ બધાં ધારેલાં મંદીરમાં દર્શન થાય ત્યારે પ્રભુ મળ્યા એમ જાણે છે ને એક પ્રભુથી સંતોષ વળતો નથી ને ઝાઝાં દર્શન કરવાથી ઝાઝી જગ્યાએ દર્શન કરવાથી કયા ભક્તને મળ્યા તે ભકતમાળામાંથી એકને તો બતાવો.

માટે સમજી દોડમદોડા કરવી છોડી દેજો.

શીષ્ય—પરમાત્માના નામ સ્મરણનો મોટો મહીમા છે. તે વીશે મને બહુ પ્રીતી છે માટે તે સાખીના રાગમાં કહો.

ગુરૂ—સાંભળજો.

રાગ.

આઠ પોરને ચોસઠ ઘડી, જેણે ન સમર્યા રામ;
તે નર સદા સુતકી અભડાવ્યું સારૂં ગામ. એ રાગ.

પદ ૯—સાખી.

લક્ષ કોટી ગઉ આપશે, સોને મઢેલી હોય;
એથી અધીકુ પુન્ય નામનું સંત બતાવે શોય.
રામ સંત બતાવે સોય. રામ. ૧
જગત જમાડે હેતથી, અન્નદાનતો દેત;
એથી અધીકુ નામનું, શંકર સરખા કેત—૨
શીવ જ્ઞાની જાણજો, જીવ દશા નવ હોય;
બાકી બહુ નર ભક્તી કરે, જવલા તે જોય—૩
તીર્થ કરે તીલોકનાં ને પુજે સઘળા દેવ;
પુરૂશોતમની પલકમાં, વળે આટાણી સેવ—૪
જોઈતા કેમે ઓળીયુ, ગુરૂજી રામ સ્વરૂપ;
એ વીના સઉ ધુળ છે શાને પડીએ કુપ—૫

શીષ્ય— મહારાજ થાળ ગાવાનું તથા પ્રભુ પોઢે તે સમયનું પદ કહો.

ગુરૂ—સાંભળજો. જેવું દેહને તેવું દેવને ધરાવ્યું છે તેવું પદ ધરાવતી સમયે રચેલું છે તે એક

### પદ ૧૦—થાળ.

પ્રભુજી આવોરે બોલાવું હેતકરી
શામળીયા સન્મુખરે બેસો મેર કરી; ૧
દાળ ભાત પીરસ્યાં રે વાલા પ્રીતકરી.
સાક તો મુકયું રે ગીરધર રીતકરી, ૨
જળ જોઇએતા રે લેજો વાલ ધરી;
પીશો ઝાઝું રે લાવીશ હેતકરી. ૩
કસર ન રાખોરે જમજો પેટભરી;
જે જોઇએ તેરે મુકયું થાળભરી. ૪
તમારી પાસેરે પ્રભુ થાળગરી;
દાસી તારીરે સેવા કરવા વરી. ૫
જમજો ઝાઝુંરે પ્રસાદી રાખો જરી,
હેતે કહીએ રે વાતો કરીએ ખરી. ૬
માયા જુઠીરે મોહન કરો પરી,
જોઇતા કેહેછેરે વાલા હેતકરી. ૭

### પદ ૧૧—પોરાઢવાનું.

લાવે લાવે લટકંતી વ્રીજનાર કે મેવા મીઠડારે લાલ વાલા મારા સંસારમાં કંઇ સાર કે જેણે હરી દીઠડારે લાલ. એ રાગનું.

## પદ ૧૨.

આવે આવે શામળીઆજી લાલ કે ભુખ્યા ભાવનારે લાલ
રમ રમે ગોવાળીઆઓની સાથ કે મારે માન આવનારે લાલ;
વાલા ફુલડીયાંની સેજકે સુંદીર બીછાવીછેરે લાલ ૧
વાલા જમુનાનાં જળની ઝારી કે દાસી લાવી છેરે લાલ. ૨
તમે પાવ ધરો મહરાજ કે વીઠલ વરણાગીયારે લાલ
તમને ભજે નહિ જે જન કે તે નર અભાગીયારે લાલ. ૩
કરજોડીને જોઇતો ગાય કે પ્રભુજી મીઠીમેરે લાલ,
વાલા વાયદો કરીસુ વાયકે શાને દુખ વેઠીએરે લાલ.

આ લખવાનું કારણ ભકતીની રીત જણાવવા પ્રભુ મળે ત રસ્તે ચડાવવા માટે રચેલું છે. તથા ઉપજથી સંત સાંધુની સેવા થશે. માટે આમાં ભુલ ચુક હોય તો મને બાળક જાણીને હું સર્વે દેશીઓનો દાસ છું માટે દાસની ભુલ માફ કરશો. એવી આશા છે. સર્વે દેશી ભાઈઓ-ને, ગ્નાનીને, ધ્યાનીને અને તપેશ્વરીને સર્વેને હું સીતારામ રૂપ જાણીને વારંવાર નમસ્કાર કરૂં છું. બ્રાહ્મણને નમસ્કાર છે, વૈષ્ણવને જેશ્રીક્રસ્ન છે. રામાનંદી ધર્મવાળાને જે સીતારામ છે. ને સ્વામીનારાયણના ધર્મવાળાને જે સ્વા-મીનારાયણ છે ને સતગુરૂની ગાદીવાળાને સતગરૂ સાહેબ કહુંછું. મારા ઉપર પ્રેમ રાખનારને જય રઘુવીર કહીએ છીએ. એજ વીનંતી. પુસ્તક રચનાર.

